॥ ॐ श्रीं ॥

પ્રગતિ મન્દિર ગ્રંથમાળા.

ગ્રન્થાંક ૨૦.

# सुबोधक वार्ता संग्रह.

પ્રથમ સંગ્રહ.

---

પ્રસિદ્ધ કર્તા—

પ્રભુશંકર નરભેરામ વ્યાસ

વિશ્વજ્યોતિ કાર્યાલય,

અડાજણ—સુરત.

—(1)—

મૂલ્ય બે આના.

# ઉદ્દેશ.

વિશ્વજ્યોતિ પત્રમાં પ્રકટ થએલી વાર્તાઓમાંથી યોગ્ય જણાતી વાતોને જુદા સંગ્રહરૂપે પ્રસિદ્ધ કરવાનો વિચાર રાખ્યો છે.તે અનુસાર આ પ્રથમ સંગ્રહમાં **માથાનું બલિદાન** અને **મોતીલાલની મુશ્કેલી** નામક બે વાર્તાઓ પ્રકટ કરી છે. જનસમાજ તરફથી મળતા ઉત્તેજનના આધાર ઉપર ભવિષ્યમાં તેના બીજા સંગ્રહો પ્રસિદ્ધિને પામશે.

સંવત ૧૯૭૯ વૈશાખ }
સુદ ૩ અક્ષય તૃતિયા. }

प्रसिद्ध कर्ता.

**સુરત.** ચૌટાના પુલ ઉપર ટાંકી નજીક આવેલા
“ શંકર ” પ્રીન્ટીંગ પ્રેસમાં
**નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.**

# सुबोधक वार्त्ता संग्रह.

ચંચલ મધુમતિ ન્હાના ન્હાના તરંગે નાચતી કુદતી ચાલી જતી હતી.

ઉંચી ભેકડ પરની લીલીછમ ઘોકડ હવામા હાલતી હિલોળા ખાતી નાજુક પવનની ઝીણી લહરીઓ તેને ડોલાવતી કોણ જાણે કઇ અદ્રસ્ય ભૂમિમા ચાલી જતી હતી.

પાસે ઘાટ હતો. ભારતના ગયા જમાનામાં કોઇ પુણ્યશાળીએ એ બંધાવેલો. શ્રેણીબદ્ધ હતો પણ આજ એ શ્રેણી નહોતી. કયાંક પગેથીયો તૂટી ગઇ હતી. કયાંક પથ્થરને ચીરી ન્હાના રોપા ડોકીયા કરવા લાગ્યા હતા.

દેવાલયનું પણ તેમજ હતું. દિવાલો ખખડી ગઇ હતી. મૂર્તિ અડધીજ બાકી રહી હતી અને મંદિર પરનો ઘુમટ પોતાના નામ નિશાન સહીત અદ્રસ્ય થઇ ગયો હતો,

પણ આમાં આશ્ચર્ય શાનું ? એક શ્રદ્ધાવાન હિન્દુની શ્રદ્ધાનું આ સર્વ પરિણામ હતું. એ જમાનો તો ભલા વહી ગયો. એ શ્રદ્ધા પણ ખડખડ પાચમ બની ગઇ. પછી મંદિર અને ઘાટનું પૂછવું જ શું ?

આમ હોવા છતા ગામના લોકો આ ઘાટ વાપરતા પ્રાતઃ કાલ ઉષા આવતી. લાલ ઓઢણીના કોમળ ભભક ભર્યા નેત્રોમાંથી પુષ્પની પાંખડીઓ વેરતી તે યૌવનના દ્વાર પર નાચતી બાલા આલસ્યને ઉડાડતી આવતી અને સાથે સાથે ગામની અંગનાઓ લટકતી ચાલે તૂટેલા ઘાટપર આવી ઘાટને

નવીન જીવન અર્પતી. ઘડીભર ઘાટ યુવાન બનતો. પણ તે ઉછીના લીધેલ યૌવનને લઇને એ ઉછીનું યૌવન કયાંક સુધી ચાલે ?

ગામના લોકો દરરોજ અહિં આવતા, મધૂમતિમાં સ્નાન કરતા. ન્હાના બાલકો મધુમતિમાં વિહરતા હોડકા જોતા ગણતા. નવવધુઓ અને પ્રૌઢાઓ સ્વચ્છ જલનું બેડું ભરી ઘડી વિસામો લઇ ચાલી જતી.

આમ કેટલોય સમય પસાર થઇ ગયો હતો. આ રીતે કાળ ઘણાં વરસો, મહિના અને દિવસો ગળી ગયો હતો.

પણ આજ કંઇ ઔર થયું હતું.

મંદિરના ભાંગેલા ઓટલા અને તુટેલા પગથીઆ કોઇએ વાળીચોળી સાફ કર્યા હતા. ઘાટ પરના રોપા દૂર થયા હતા. અને જાણે તેણે સચોલ સ્નાન કર્યું ન હોય એવું લાગતું હતું.

બધાને આશ્ચર્ય થયું. નવીન જીવન રેડનાર વળી આ કોણ ? પાકેલા બાલ અને ઝુલતી ચામડીને ફરી વસંત બક્ષનાર આ કોણ ? ધર્મ નષ્ટ થયે ગીતા આપનાર આલમમાં આવે છે. યૌવન ગયે યૌવન ગીતા ગાનાર યૌવન ઉત્પાદક પૃથ્વીપર પધારે છે ?

ના—ના. એવું તો કંઇ થતું નથી. પણ ત્યારે અહિં મધુમતિનાં ભગ્ન મંદિરમાં તો નવીન પ્રાણ આવતો હતો. વસંત આવે. આમ્રવૃક્ષ ઝુલે અને વસંતદૂતિ ટહુકે તેમ અહિં બાલ રવિના બાલ પ્રકાશમાં, મૂર્તિહીણ મંદિરમાં કોઇ ટહુકતું હતું.

" ભોર ભઇ જાગો પ્યારે—પ્રીય.
રામદુલારે, શિવ શિવ પ્યારે—ભોર.

રૈન ગુઝર ગઇ, દિન ઉઆરે,
કોયલ આ પીયા પોકારે—પ્રીય ભોર.
બાંગ પુકારે કૂકરાઓ,
કંગવા આ બોલે કોરે "—પ્રીય ભોર.

* : * *

'રંભા ! જોને કોઈ સાધુ આવ્યા લાગે છે. ચાલને આપણે દર્શન કરી આવીએ.' પનહારીએ કહ્યું.

ખંડીત મૂર્તિના પડખામાં એ 'સાધુ' બેઠો હતો. બાલ વગરની તેની ખોપરી ચલકતી હતી. ભસ્મ વગરનો ભાલ પ્રદેશ સ્વચ્છ આયના માફક ઝબકતો હતો. અને તે ગૌર હાથોની સાધુઓને ન છાજે તેવી અંગુલીઓ તંબુરાના તાર પર ચપલતાથી ચાલતી કૂદતી તૂમતૂમાટ કરતી હતી.

'રામ દુલારે શિવ શિવ પ્યારે-એ-એ-એ' તેણે ફરી આલાપ લીધો. સવારના શુદ્ધ વાતાવરણમાં ગૌરીનાથનો વિજય ડંકો વાગ્યો. ભારત સુન્દરી રંભા અને રમાના નૈસર્ગિક ભાવમય હૃદયોના સૂર ઝણઝણ્યા. અને છેવટે મધુમતિના તરંગે એ સ્વર ઝીલ્યો. એ તુમ્ તુમ્ આખરે ઘાટ પર ફેલાતો અદૃષ્ય થઇ ગયો. એક વાર બધું શાન્ત થયું.

પણ રમાના હૃદય ધબકારા તો સંભળાતાજ હતા.

રમા વિધવા હતી. હજુ ગઇકાલેજ તેને ૨૩ વરસ પુરા થઇ ૨૪ મું બેઠું હતું.

આજથી ૬ વર્ષ પહેલાં રમા મુંબઈમાં પોતાના સૌભાગ્યનાથની છૂંફ તળે રહેતી હતી.

આજ થાય છે તેમ ત્યારે પણ ન્હાના ગામ તૂટી શહેરો વસતા હતા. રમાના નાથનું પણ તેમજ થયું હતું. મેસવાણ છોડી તે મુંબઇમાં આવ્યા હતા. આશા હતી કે એક દિન દૈવ યારી આપશે. પોતે અને રમા લક્ષ્મીમાં આળોટતા ઐહિક સુખ પેટ ભરી ભોગવશે. પણ **न जाने जानकी नाथ प्रातःकाले किं भविष्यति!** મુંબાદેવી પ્રસન્ન ન થઇ. ખુબ તરફડીયા માર્યા. પુષ્કળ પ્રભુ પ્રાર્થના કરી. પણ સર્વ વ્યર્થ કાળ આવ્યો અને તેમને ગળી ગયો.

એ બનાવ ૬ વર્ષ પહેલાં બન્યો હતો. રમા તે સમયે લટકતી મટકતી બાળા હતી. યૌવન આવતું હતું. આવાગમનનો આરંભ થઇ ગયો હતો. ત્યાં એકાએક યૌવનનાથ હણાય ગયો.

બિચારી રમા! નાથ ગયો તે સાથે તેનું યૌવન ના ગયું, યુવાની તો આવતીજ રહી.

પણ રમા! એ તો ખાનદાની હતી. હૃદય ભાંગેલું રાખવા તે ઘણુંએ મથતી પરન્તુ કયારેક એ હૃદય સંધાઇ જતું તેના તાર તુમ્ તુમ્ કરવા માંડતા. અને વળી હાય મારતી તે તારો તોડીફોડી ભગ્ન હૃદયી બની જતી.

આજ સવારમાં પ્રભુકાળમાં આ સાધુએ આ વિધવાની હૃદય વીણા હલહલાવી નાંખી.

રમા! ચાલ! ઘણો વખત થઇ ગયો. મા ખુમ પાડશે. ભયાનક સ્વપ્ન આવે અને બાલક ત્રાડ પાડી ઉઠે તેમ રમાએ કહ્યું.

* * * *

રવિદેવ પોતાના કરોડો અને અબજો કિરણોથી પૃથ્વીને ભરી દેતો હતો.

"ભિક્ષા દેહિ માતૃ"ની બુમ મારતો સાધુ આંગણે આવી ઉભો હતો. દૈવેજ દોર્યો હોય તેમ તે આજે અચાનક રમાને આંગણે આવી ઉભો હતો.

રમા રાંધતી હતી. તેની બુઢ્ઢી મા જીર્ણ કાથળા પર બેસી ઉંબરો સાચવતી હતી.

સંસારને લાત મારી સાધુ સાધુ બન્યો હતો. પણ નાક વગરની માયા આમ પરાજય સ્વીકારે તેમ નહોતું. તે જાણતી કે સાધુના હૃદયમાં ક્યાંક કોઇ સ્થળે છિદ્ર છે; હશે.

તે હરહંમેશાં છિદ્રજ શોધતી.

ગામ તો સાધુને દેવજ માનવા લાગ્યું હતું. આ બાલવૃદ્ધ તેને વદતા. ભાવિકો તેના ચરણોમાં મૂલ્યવાન ઉપહાર ધરતા. પણ સાધુ તો માયાની સાથે દ્વંદ્વયુદ્ધમાં ઉતર્યા હતા. તે જે આવે તે સઘળું કૃષ્ણાર્પણ કરી ગરીબોને આપી દેતા. અને પોતે! પોતે તો રોટલીના ટૂકડા બુકડા ખાઇ જગદીશ્વરના ચરણ તળાસતાં દિવસો વ્યતીત કરે જતા.

રમા ભીક્ષા આપવા આવી. સાધુએ ભિક્ષાપાત્ર ધર્યું. પણ ત્યાં કાંઇક થયું. રોટલી નીચે પડી. રમા કાંઇક બબડી પડી.

સાધુએ ઉંચે જોયું. ઘડીભર રમાની આંખો જોઇ. બધું જોયું, જાણ્યું.

માયા તો હરહંમેશ છિદ્રજ શોધતી હતી.*

*                *                *                *

સૂર્ય આથમતો હતો. મધુમતિ પરના તેના કિરણો એક પછી એક ખેંચાતા અદૃશ્ય થયે જતા હતા.

'ભાભી! સાધુ મહારાજ ગાય છે. ચાલોને આપણે બેસી જરા સાંભળીયે.'

'ના બેન. દિવસ આથમે છે. અંધારૂં થયા પહેલાં ઘેર પહોંચી જઇએ.'

'દિવાળી કાકી પણ બેઠાં છે. આપણે દર્શન કરી ચાલ્યા આવશું'.

'તમે દર્શન નથી કર્યાં?'

'કર્યાં છે.'

'ત્યારે'

'ફરી વાર.'

'એથી લાભ શો?'

'લાભ શું? બધા જાયછે તે આપણે પણ જઇએ. જુઓને કેવું મીઠું કીર્તન ગાય છે.'

'તમારે જવું હોય તો જાઓ. હું તો નહિં આવું.'

રમા આજ દર્શન કરવા ન ગઇ. પણ દર્શન કોના? વિવાહીત આર્ય લલનાએ દર્શન કોના કરવા? પતિ ના કે પરમેશ્વરના? પતિ પહેલા પછી પરમેશ્વર એ તો સાચું ને?

પરન્તુ રમા તો વિધવા હતી. તેના સૌભાગ્યનાથ હમેશને માટે હણાઇ ગયા હતા. એ ચિતાની ભસ્મ પણ હવામાં ઉડી ગઇ હતી. પ્રાણનાથનું માનસ સ્મરણ દર્શનજ રમા માટે બાકી રહ્યું હતુ.

આટલું હોવા છતાંય રમા એક મનુષ્ય હતી યોગની સાતમી ભૂમિકામાં વિહરતી યોગિની નહિ.

વળી તે હિન્દુ હતી. હિન્દુ વિધવા હતી. જે પળે **महिषगल घंटा घनरव** જેવો તેના પતિનો મૃત્યુઘંટ થયો તેજ પળે તેને તેના સમાજ તરફથી ઇચ્છા હોય કે ન હોય, પાત્રતા હોય કે ન હોય તોપણ મનુષ્ય મટી દેવ બનવા, ભોગ છોડી યોગ ખેડવા ઓર્ડર મળ્યો.

બસ ! ત્યારથી તે એક ઉચ્ચ કુટુમ્બની અબળા તરીકે આ ફરમાનનો અમલ કરવા લાગી.

દર્શન કરવાની ના એ આ પ્રયત્નનું એજ કારણ હતું.

*    *    *    *

પ્રિય પૃથ્વીને ભેટવા દેવ રવિ ત્વરિત વેગે જતો રહેતો હતો.

સાધુ મદિરમાં બેઠા હતા. ધીમે સ્વરે કંઇક ગાતા હતા. કંઇક બજાવતા હતા. કાંઇક બબડતા હતા. 'નાથ ! પ્રભુ ! જરા જણાવીશ કે આ હ્રદયની ગુંથણી કેવા પ્રકારની છે ! જરા કહીશ કે તેમાં તે શું શું ભર્યું છે ? દેવ ? દિનાનાથ ! બોલ ! મને કાનમાં કહે ! અનંતકાળના અંધારાપર જરા પ્રકાશ નાંખ !

હસમુખી ગઇ, કાલિન્દી તટે તેની ચીતાનું નામ નિશાન પણ ના રહ્યું. પણ એ ચીતાના ભડકા મને બાળવા લાગ્યા. તેમાંથી મુક્ત થવા મેં તારૂં શરણ ગ્રહ્યું. મને કાંઇ શાંતિ થઇ.

હજુ હમણાં સુધી ઇચ્છા થતી હતી કે હર હમેશ તને સાથે રાખું. હર હમેશ તને મારા પ્રાણમાં સંતાડી રાખું.

પણ પ્રભુ! માફ કરજે. આજ તેમ નથી, સોળે સોળ આના પ્રેમ તને હું ધરતો, આજ તેમાં ભાગ પડયો છે, દેવ! હું આજ તમારી સાથે વેપાર ખેડનો વણીક બન્યો છું.

આ પરિવર્તન શાથી!

મારા હૃદયમાં માયાએ છિદ્ર પાડયું કે પહેલેથી છિદ્ર ત્યાંજ હતું?

વીણા વાગવી બંધ થઇ ગઇ હતી. પરન્તુ હૃદય વીણા અતિ જોસથી કોઇ વીચીત્ર સ્વરે વાજવા લાગી હતી, તેને તોડવા, તેને કચડી નાંખવા સાધુ ઘણો પ્રયત્ન કરતા. પણ નવી કમાન ઉછળે તેમ તે વધુને વધુ જોસથી વાગતી હતી.

માયા સાધુ હૃદયને નાગપાશમાં વધુને વધુ જકડવા લાગી હતી.

× × × ×

ઘનઘોર મેઘલી રાત જામી હતી, દૂર દૂર આઘે આઘે પહોંચેલ નિરાશાના અનન્ત સાગરમાં આશાનું એકાકિ કિરણ ઝબકી ઉઠે તેમ અહિં કયારેક એકાદ તારલો ઝબકી જતો હતો.

સર્વ સ્થળે એક તન્નમયતા સ્થપાઇ હતી. ઘેરા અંધકાર અને નિર્જન્ય શાન્તિમાંથી ઉત્પન્ન થતા ભયમાં સુસવાટ કરતો પવન વધારો કરતો હતો. સુસવાટ સાથે મધુમતિના જલતરંગો મળી જતા, તે છાતી પર નચાવતા ક્યાંક લઈ જતા હતા.

બધે શુન્યકાર વ્યાપ્યો હતો. પણ ઘાટ શુન્ય નહોતો. ઘાટના પહેલા પગથીઆ પર સાધુ બેઠા હતા. પાસે તિરસ્કરાએલી નારી જેમ વીણા પડી હતી. તાર તૂટી એક બાજુ ગુંચળાવાળી ઢળી પડયા હતા સમજાતું નહોતું કે વીણાની આ દશા કેમ થઇ હતી.

સાધુ વિચાર કરતા હતા. હૃદય મંથનને રોકવા મથતા હતા. તન જગનિયન્તા તરફ વાળવા તરફડતા હતા.

"માંસ અને મેદની નશ્વર પુતળી નારી! યૌવનના અસ્ત થયે વિકરાળ ચૂડલનું સ્વરૂપ લે, તેની આ સત્તા!"

"ક્યાં અમર આનન્દનો ધણી અને ક્યાં પંચભુતની પુતળી! પાણીનો પરપોટા જેવી જીવન ધારીણી!"

પણ સાધુ મહારાજ! તમે ભૂલ્યા! નારી એ તો કૃષ્ણ ચંદ્રની માયાની જીવન્ત પ્રતીમા! તેનું માપ તમારા જેવા અપકવહૃદયી કાઢી શકે!

એ નારીની સત્તા તમે સમજો છે! ના સમજતા હો તો સમજજો. હા પણ આજ તો તમે તે અનુભવો છો.

તેમની હૃદય વીણા ત્વરીત વેગે તુમતુમાટ કરી રહી હતી. મન ઘડીમાં યોગ તરફ વળતું તો ઘડામાં ભોગ તરફ. આમ ચાલતું હતું ત્યાં એકાએક ઝીણો પગરવ સંભળાયો. સાધુએ પાછળ મ્હોં ફેરવી જોયું તો કોઇ મનુષ્યકૃતિ જણાઇ. તેજ પળે તે આકૃતિ કંઇ બોલવા લાગી.

મર્દાનગીમય એ સ્વર નહોતો. ગળામાંથી ધ્રુજારી નીકળતી હતી. શરીર કંપતું હતું અને એ કંપન સાથે એ આકૃતિ કહેતી હતી:—

' દેવ ! મનુષ્ય જીવન એ તો અમૃત કુંપી છે. જીવન દાતાને ચરણે ધરી, મનુષ્ય આત્માએ સ્વવિકાસ સારૂ પાન કરવાની છે.

સારી આલમનો આ સનાતન ધર્મ છે, સાધુઓ સનાતન ધર્મના સ્થંભો છે તેઓનો તો આ વિશેષ ધર્મ છે.

આજ તમે એ ધર્મ પાળો છો !

સાધુ બની માયા સાથે યુદ્ધમાં ઉતર્યા તો તો પછી જીતવુંજ રહ્યું. ભગવા એટલે તો રાજપુતોના કેસરીયાં, સ્વર્ગે લે પણ શત્રુ હાથ ન જાય.

બોલનારને ઓળખવા પ્રયત્ન કરતા સાધુ, સારી જીન્દગાનીમાં ન સાંભળેલ આ શબ્દો સાંભળતા હતા.

આકૃતિ બોલતી શ્વાસ લેતી ત્યારે તેને ઓળખવા કલ્પનાના તુરંગ પર ચઢતા હતા.

આ કોણ હશે !

સ્વર કોઇ સ્ત્રીના જેવો લાગે છે. ભીક્ષા આપતા ભુરકી નાંખનાર એ અપરીચીત રમણી શું અહિં આવી હશે ! જો તેમ હોય તો તે મને આ સર્વ શું સંભળાવે છે !

આકૃતિ આગળ બોલવા લાગી.

' તમે સાધુ થયા છો. વિષયી પ્રેમ સાથે તમને શો સંબંધ છે ? હવે તમારૂં હ્રદય અન્ય ચરણે અર્પવાનો તમને શો અધિકાર છે ? જે દિવસે ભેખ લીધો તેજ દિવસે તે તમે પ્રભુચરણે અર્પી ચૂકયા નથી ?

સાધુ આ શબ્દમાર વધુ સહન કરી ન શકયા તે ઉઠયા. આકાતની પાસે જવા પગલા ભરવા લાગ્યા. અહિં આ બાજુ આકૃતિ પાછળ પાછળ હટવા લાગી. સાધુ ઝડપથી આગળ વધ્યા ત્યાં તેમણે સાંભળ્યું.

'ભાઇ ! માયા છિદ્ર શોધે છે. માયાપતિ તમને, તેમના પુત્રને ઇચ્છે છે.

પ્રભુપિતાનું હુંફાળું યા તો માયાનું મારનારૂં છત્ર સ્વીકારવું એ તમારી ઇચ્છાની વાત છે. પણ હા ! વિશ્વામિત્રનું વૃતાન્ત તમને મારા શિખવવું નથી

નથી' શબ્દ હજુ તો પુરો બોલાયો નથી ત્યાં સાધુએ કુદકો મારી આકૃતિનો હાથ પકડયો. એક પળ સ્પર્શ અનુભવ્યો. બીજી પળે મધુમતિમાં ધબકારો થયો. ઉપર આકાશમાં વિદ્યુત ચમકી. સાધુએ જોયું કે તે દિવસે ભીક્ષા આપનાર

વિધવા બ્રાહ્મણી નદીમાં તણાય છે. મધુમતિનો પ્રબળ પ્રવાહ તેને લઈ જાય છે. તે જતા ગગનમંડલ તરફ જોતાં કાંઇક બોલે છે. વાતાવરણમાં અસ્પષ્ટ સ્વરે સંભળાય છેઃ—

'નાથ ! અનંતકાળમાં તમે ભળી ગયા. તમારી સ્મૃતિ પૂજવા હું પાછળ રહી, પણ આજ આ હૃદય એ પૂજા માટે લાયક નથી રહ્યું. જીવન સર્વસ્વ આજ વિષમય બન્યું છે. હવે તેનો ઉપયોગ શો !'

વધુ સંભળાય એ પહેલાં સાધુ વિધવા રમાની પાછળ કૂદી પડયા.

*　　*　　*　　*

બીજે દિવસે સાધુને કોઇએ ન જોયા. ફકત રમાનું સબ હાથ આવ્યું.

જ્યુરીએ અભિપ્રાય આપ્યો કે 'બ્રાહ્મણ વિધવાબાઇ રમાએ ક્ષણિક ગાંડાઇને વશ થઇ આપઘાત કર્યો છે'



# સંક્ષિપ્ત સાર—અને વિવેચન.

પ્રભુની માયા કેવી છે ? ભલભલા સિદ્ધ અને તપસ્વિઓને પણ તે ગોથાં ખવરાવે છે. ત્યારે મનુષ્યનું તે શું ગજું ! મનુષ્યનો નિત્યનો વ્યવહારજ માયામય છે. તે માયામાંજ રચી પચીને રહે છે. એક સમર્થ તત્વવિદ્ પુરુષે આથી કહ્યું છે કે

## પદ.

માયાના નચવ્યા નાચેરે, વિશ્વેજન નાના મોટા.
જન્મે ત્યાંથી જીવ આ, માયાથી ખેંચાય,
મરતાં લગી માયા પૂંઠે, અષ્ટ પ્રહર અટવાય; માયાના.

સ્વાદથી કંઇ ભૂલા ભમે, રૂપે કંઇ બને અંધ,
કંઇ કૂટાયે સ્પર્શમાં, કંઇ જન મોહ્ય ગંધ; માયાના.

ધન પાછળ કંઇ ભૂત થઇ, ફરતા દેશ વિદેશ,
કંઇ કીર્તિના લોભમાં, નવા નવા લે વેષ; માયાના.

સુખ મળતું કે ના મળે, જુએ ન કો થઇ સ્થિર,
વહ્યા જતા માયા પૂરે, ઠરે ન આવી તીર; માયાના.

અગણિત દુઃખો ભોગવે, તોએ ન આણ્યું ભાન,
માયામોહ ન છોડતા, જીવો આ અજ્ઞાન; માયાના.

માયા નદીના સત્રમાં, ચૌદે લોક ગ્રથિત,
દેવાદિ પણ ના બચ્યા, બચે મનુષ્ય કો રીત, માયાના.

નચવ્યા પણ માયા તણા, નાચે ના જન તેહ,
પ્રભુ ચરણોમાં જેમણે, સાચો ધાર્યો સ્નેહ; માયાના.

અથવા તત્વવિચારમાં, જે રહે નિત્ય વિલીન,
માયા તે મહામુકતને, કરી શકે ના દીન; માયાના.

અથવા વેધી ચક્ર જે, બ્રહ્મગુહાની માંહ્ય,
સુતા ત્રિપુટી ટાળી ત્યાં, માયાથી ન જવાય; માયાના.

અથવા જેને છે મળી, નરહરિ પ્રભુની છાંય,
નિજ પ્રિય શિશુ ગણી તેહને, માયા કદી ન વ્હાય; માયાના.

માયાનો પ્રભાવ કેવો છે. તે આ પદ્યના શ્રવણ મનન અને નિદિધ્યાસનથી પ્રત્યેક મનુષ્યના લક્ષમાં આવશે. વધુ ખુબી તો એ છે કે ભલભલા તત્વવિચારમાં લીન થએલા મનુષ્યને પણ પ્રસંગ આવે તે પોતાનો પ્રભાવ દેખાડયા વગર રહેતી નથી. આપણે પુરાણોની આખ્યાયિકા દ્વારા સાંભળીએ છીયે કે કેટલાં એ વર્ષના તપનો ભંગ માયાના પ્રભાવે કેટલાક સાધુ પુરૂષોએ કર્યો છે.

જ્યારે આમ છે ત્યારે માયાથી બચાય શી રીતે ? બચવાના ઉપાયો પણ ઉપલા પદ્યમાં સમજાવ્યા છેજ. વિવેકીએ તેને અનુભવમાંજ મુકવાની જરૂર છે. જ્યાં સુધી આપણે જે કંઇ જાણીએ છીએ તેને અનુભવમાં મૂકી શકતા નથી ત્યાં સુધી તે જાણેલું આપણને કંઇપણ લાભ કરનાર થતું નથી. જાણો પણ અનુભવમાં આગળ વધો એમાંજ મનુષ્યની વાસ્તવ પ્રગતિ છે.

સંસારમાં આપણે નિત્ય તટસ્થ તરીકે રહેવું. આપણે જોઇએ છીએ કે જગતમાં નિત્ય હજારો જન્મ અને મરણ થાય છે. આપણા પરિચયમાં તે ન હોવાથી કાંઇ તેનો હર્ષ કે શોક આપણે કરતા નથી. આપણી પરિચિત વ્યક્તિમાં જ્યારે આવા વ્યતિકરો બને છે ત્યારેજ આપણને લાગણી થાય છે. અને તેને લઇ આપણને સુખ દુઃખ થએલું અનુભવીએ છીએ. આ મમત્વ બુદ્ધિને ઉઠાવી લેવી એનુંજ નામ માયા ત્યાગ મમત્વ બુદ્ધિ ઉઠાવવી એટલે લાગણી વગરના થઇ જવું એવો અર્થ આ સ્થળે ઘટાવવાનો નથી. પોતાના તો શું પણ વિશ્વના પ્રાણીમાત્રના દુઃખમાં ભાગ લેવો. આપણાં નિરાધાર બંધુઓને સહાય કરવી એ તો પ્રત્યેક મનુષ્યનો સ્વાભાવિક ધર્મજ છે. જે મમત્વ આપણા હ્રદયને સ્પર્શી તેને હચમચાવી નાંખી જીવનમાં દુઃખ ઉત્પન્ન કરે છે તેનો ત્યાગ એનુંજ નામ માયાત્યાગ.

ઉપરથી જોતાં તો આપણને આ કાર્ય ઘણું સરળ લાગે છે. પણ અનુભવ કઠિન છે મેં એવા પણ ઘણા મનુષ્ય જોયા છે કે પોતે મહાવિદ્વાન હોયછે છતાં જ્યારે પોતાની ઉપર દુઃખના પ્રસંગ આવે છે ત્યારે તેમની વિદ્વતા ક્યાંને ક્યાં જતી રહે છે. આ પ્રમાણે કદી થવું ન જોઇએ.

સંસારને હંમેશાં તટસ્થ રીતે જોતા રહી આપણા લક્ષને ધ્યેય વસ્તુ સાથે જોડેલું રાખવું. આ સરળમાં સરળ પ્રયત્નથી આપણે ઉન્નતિ માર્ગમાં ઘણાં આગળ વધવા શકિતમાન થઇ આપણાં સ્વ-પરના કર્તવ્યને ઉત્તમ પ્રકારે સાધી શકીએ છીએ. વાસના એવી પ્રબળ છે કે મનુષ્યના મન ઉપર તે

પોતાનું સ્વામીત્વ ક્યારે સ્થાપિ દેશે તે કોઈથી કહી શકાય તેમ નથી. અને તેથી મન ઉપર સંયમ રાખવાને માટે હર હમેશ પ્રયત્ન કરતા રહેવું.

સાત્વિક આહારનું સેવન, આધ્યાત્મિક વાંચન તથા વિશેષે કરીને માયિક પદાર્થોનો ત્યાગ કરવાથી સફળતા સારી મળે છે. બ્રહ્મચર્યનું પાલન જેમ દૃઢ રહે તેમ કરવું. ભગવા પહેરી સન્યાસી થયા હોઈએ અથવા સંસારથી ઉપરામ પામેલી વૃત્તિ થએલી જણાતી હોય તે છતાંએ સ્રીના એકાંત સહવાસમાં તો કદી આવવું ન જોઈએ.

સંસારના સ્વરુપનો વિચાર કરતાં ખરૂં સુખ સત્યની શોધમાંજ છે. સત્ય એક આત્મસ્વરુપ છે. અને તેનાથી અખંડ એકતા રાખવી તેજ આપણું મુખ્ય કર્તવ્ય છે. નિત્ય સવાર સાંજ ત્યારે પણ વખત મળે ત્યારે સ્વસ્થ ચિત્તે બેસી વિચાર માત્રનો ત્યાગ કરી આત્મા સંબંધી વિચાર કરવા—આત્મા એજ પરમાત્મા છે. એટલે જેમ જેમ આ વિચારમાં વધુ વધુ ઉંડા ઉતરતા જઈ તેમાં તન્મયતા અનુભવશું તેમ તેમ સુખના નિકટ પ્રદેશમાં આપણે જઈ શકીશું. માયા પછી આપણને તેનો પ્રભાવ જણાવી ન શકશે. તેનું તો આત્મસ્વરુપમાં ક્યારનુંએ બલિદાન થઈ ગયું હશે.



# મોતીલાલની મુશ્કેલી.

ગૌરીશંકર કાકા જ્ઞાતે મોઢ બ્રાહ્મણ છે. તેમની ઉમર અત્યારે લગભગ પંચાવન વર્ષની છે. તેમના કુટુંબમાં તેમનાં પત્ની લક્ષ્મીબાઈની ઉમર પીસ્તાલીશ વર્ષની છે. ફરજંદમાં બે પુત્રી તથા એક પુત્ર છે ગૌરીશંકરના કુટુંબનો નિર્વાહ ભિક્ષાવૃતિ ઉપર અવલંબી રહેલો છે. કાઠીઆવાડમાં આવેલા ચાર પાંચ ગામડામાં ગૌરીશંકર કાકા કંકુના થાપા તથા ચાંદલા કરવાને માટે જાય છે. અને ત્યાંથી દોઢસો બસો રૂપિઆની વાર્ષિક ઉપજ લાવે છે; તેના ઉપરજ આ કુટુંબનો આધાર રહેલો છે, જ્ઞાતના રીવાજ પ્રમાણે ને નાતજાતમાં સારૂ કહેવરાવવાની લાલસાએ, ફુસણી થઇ ગજા ઉપરાંત નાતવરાઓમાં ખર્ચ કરી તેમની વડીલો પાર્જીત મિલ્કતો ગુમાવી બેઠા છે. તેમને ફરજંદમાં મોટી દિકરીનું નામ ચંપા છે, તેમની ઉમર હાલ પચીશ વર્ષની છે. તેનું લગન ખાનગી પેટે ત્રણ હજાર રૂપિઆ લઇ, તેના બદલામાં પ્રખ્યાતિ પામેલા વયોવૃદ્ધ દાદા હરિશંકર સાથે સાત આઠ વર્ષ પહેલાં કરવામાં આવ્યું હતું. પણ પ્રભુ ઇચ્છાએ તે બાસનું હેવાતણ ત્રણ માસજ રહ્યું. હરિશંકર સ્વર્ગધામમાં પધારતાંજ ચંપા ઘરબાર વગરની હોવાથી પિતા ગૌરીશંકરને ઘેરજ રેહતી હતી.

બીજી દિકરીનું નામ ઇચ્છાગવરી હતું. તેની ઉંમર હાલ ઓગણીશ વર્ષની છે, તેનું લગ્ન છએક વર્ષ પહેલાં દ્રવ્યના લોભથી લોભાઇ, ચંદુલાલ નામના ગર્ભ શ્રીમંતના છોકરા સાથે કર્યું હતું.

ચંદુલાલ એક ગરિષ્ટ ધનાઢયનો લાડીલો પુત્ર હતો; બાપ મુવાના વાયદાપર મઝા ઉડાવનાર દુર્ગુણી ને વ્યભિચારી ઓમાં તેનો પહેલો નંબર હતો. જ્યાં ત્યાં વ્યસની મિત્રોની સાથે આમતેમ અથડાઇ પૈસાનું પાણી કરી અક્કલનો ઇસ્કોત્રો આનંદ માનતો હતો. અને રસ્તે આવતી જતી નવયુવતીઓનાં દર્શન કરી મનોવૃત્તિ ઉશ્કેરી, ખરાબ આચરણો કરવાને પ્રવૃત્ત થતો. સમય મળતાં જેમ ભ્રમર કમળમાં ફસાઇ મરે છે. તેમ તે મોહાંધ મનુષ્ય નર્ક જેવી નીચ વાસનામાં ફસાઇ પડતો. ઇચ્છાગવરીને તે બિલકુલ ચાહતો કે બોલાવતો નહિ.

આ દંપતિના લગ્નના દિવસો પછી થોડા વખતમાંજ અણબનાવ શરૂ થયો હતો, તેના પરીણામે એક દિવસ ઇચ્છાગવરીને ખુબ માર મારીને તેના પીએર કાઢી મુકી હતી; ને જો તે હવેથી પોતાને ઘેર આવે તો પોતે આ ઘરનો સદાને માટે ત્યાગ કરશે તેમ તેણે પોતાના માબાપને જણાવ્યું હતું. કોઇનું સમજાવ્યું તે સમજે તેવો નહતો. પુત્રના હૃદયને ધક્કો લગાડવા તેના માતા પિતા નિર્બળ હતાં. તેણે એકાદ માસ પછીથી બીજી એક ગુલાબ નામની કન્યા સાથે લગ્ન કર્યું હતું. તે બિચારીના નસીબમાં પણ પતિ સુખ ખરેખરૂં લખાએલું ન હતું. આવી રીતે ઇચ્છાગવરી પણ પતીથી તજાએલી સ્થિતીમાં તેના પિતા ગૌરીશંકર કાકાને ઘેર રહેતી હતી.

તેમના પુત્રનું નામ મોતીલાલ તે ગુજરાતી સાત ચોપડી ભણે છે, તેની ઉમર હાલ પંદર સોળ વર્ષની છે.

તેનો વિવાહ તેજ ગામના ભાનુશંકર ત્રવાડીની દિકરી દિવાળી બાઇ સાથે થએલા છે. દિવાળીની ઉંમર દશ વર્ષ થવા આવી છે. ભાનુશંકરના મત પ્રમાણે દસ વર્ષ પછીથી કુંવારી કન્યાનું મુખ જોનાર માત પિતાને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે. તેથી ઓણુ સાલ માગસર માસમાંજ મોતીલાલભાઇ તથા દિવાળીબાઇનાં લગન થવા સંભવ છે, અને તેથી બન્ને વેવાઇ પક્ષોમાં અરસપરસ તૈયારીઓ કરવાની સૂચનાઓ થઇ ચુકી છે.

ગૌરીશંકર કાકા નાત જાતમાં આબરૂદાર ગણાતા હતા, તેમણે માથાના વાળ પારકા કરીને પણ નાત જાતમાં મોટાં મોટાં ગજા ઉપરાંત ખર્ચો કરીને અને સાકરો દળાવીને પણ નાસી જતી ઇજત આબરૂ પકડી રાખી હતી, હાલ તો તેમનું કુટુંબ ઉપર જણાવ્યા પ્રમાણે પાંચ માણસથી બનેલું હતું. તેમાં એક પુત્ર વધુ ભળવાની તૈયારી ચાલતી હતી, અને વાર્ષિક ઉપજ તો દોઢસો યા વધુ તો બસો ગૌરીશંકર કાકા ગામડેથી લાવતા હતા. આવક ઓછી અને ખર્ચ વધારે થવાથી ધીમે ધીમે ગૌરીશંકર ઘસાતા હતા. માથે સારી રીતે બે પૈસાનું દેવું પણ થયું હતું, તેમાં મોતીલાલના લગનની વાત આવી પડી.

મોતીલાલનું લગ્ન ઓણુ સાલ લેવુંજ પડશે; અને તેથી આગ્સેં પાંચસેંનું ખર્ચ કરવું જ પડશે તેને માટે હવે શું કરવું ! ઘરમાં સીલક તો કંઇજ ન હતી તો હવે શું કરવું. તેના વિચારમાંજ ગૌરીશંકર કાકા તથા લક્ષ્મીબાઇ વિચાર મગ્ન રહેતાં હતાં. બહાર લોક સમાજમાં તો આવી વાત કહેવાય

તેમ ન હતું. કારણ કે તેમ કરવા જતાં પગ ઘણો ખેંચી રાખેલી આબરૂ છટકી જાય તેનો તેમને ભય રહેતો હતો. આખરે એક મળતીયા શાહુકારને પોતાની મિલકતમાં બાકી રહેલું એક ઘર લખી આપી, તેનાં ઉપજતાં નાણાંથી દિકરાનાં લગ્ન ઘણીજ ધામધુમથી કરવાં તેવો ઠરાવ પસાર થયો. અને તે પ્રમાણે કરવામાં આવ્યું.

વાચક ! આજે દિવાળીબાઇ તથા મોતીલાલનાં લગ્ન થઇ ચુક્યાં છે. લગન વખતે આબરૂદાર ઘર પ્રમાણે ઘણીજ ધામધુમ સાથે નાત જમાડી. ઉપર ઘી તથા ખાંડ પીરસી આનંદ લહાવાની સાથે દેવાળાનું દુઃખ ગવરીશંકર કાકાના કુટુંબે વહોરી લીધું છે.

મોતીલાલ જીલ્લાની ચડે એક પબ્લીક સર્વિસની પરીક્ષામાં પાસ થયો. કુટુંબમાં આનંદ છવાઇ ગયો. ગવરીશંકર મામા તો મારો દિકરો તલાટી થયો, તેનું જ્યાં ને ત્યાં કહી ફુલાઇ આનંદોર્મિ છલકાવતા હતા. હવે આપણે વધુ કાંઇ ભણવું નથી નોકરી કરવા અરજી કરો એવું વારે ઘડીએ કહેતાં, મોતીલાલની ઇચ્છા છતાં, આગળ ભણવાનું માંડી વાળી માસિક વીસ રૂપિઆના પગારથી મોજે સોંધરજ ગામમાં તલાટીની જગાએ નોકરી શરૂ કરી. અને મોતીલાલ નોકરી ઉપર હાજર થયો, દિવાળી પણ હવે સાસરે હતી. પણ તેને ગૌરીશંકર કાકાના ફરમાન મુજબ સોંધરજ મોતીલાલ પાસે મોકલી દીધી હતી. વીસ રૂપિઆના પગારમાં મોતીલાલ પોતાનું તથા પોતાની પત્નિનું ખર્ચ ઘણીજ કરકસર થી

કંજુસાઈથી નિભાવતો હતો. ઘેરથી ગવરીશંકર કાકા ઉપરા ઉપરી કાગળો લખતા હતા. કે "ભાઈ હવે તો મોટા થયા, નોકરી ઉપર ચઢયા છો તો અત્રે તમારે કાંઈક મોકલાવવું જોઈએ, કારણ કે અમારે હાલમાં ખર્ચની તાણ વધુ પડે છે" આવા પત્રો આવ્યા જતા હતા. મોતીલાલ દર માસે ત્રણ રૂ. તો ગમે તેમ કરીને પણ ઘેર મોકલાવતો હતોજ, તો પણ ઉપર પ્રમાણેના અવાર નવાર કાગળો ડોસા તરફથી આવ્યે જતા હતા.

પ્રભુ ઈચ્છાએ ઓણુ સાલ દુકાળ પડયો. ગવરીશંકર કાકા કાઠીઆવાડમાં પોતાના ભિક્ષાવૃત્તિના ગામડામાં જઈ આવ્યા, પણુ ગાડી ભાડું માથે પડતાં એક પાઈ પણુ મળી શકી નહિ. આવા દુકાળમાં કુટુંબનો ખર્ચ કેમ નિભાવવો તેની ભયંકર ચિંતા આવી પડી. આખરે લક્ષ્મીબાઈની પેટમાં રહેલું એક સોનાનું પગલું હતું તેને બજારમાં વટાવતાં પૈસા ત્રીશ રૂપિઆ ઉપજ્યા. અને તેથી બે ત્રણુ માસની ચિંતા ઓછી થઈ.

આ વખતે ઇન્ફલ્યુએન્ઝાનો ઉપદ્રવ ચાલ્યો. તેવામાં ગવ-રીશંકર કાકા તથા લક્ષ્મીબાઈ બન્ને જણુ સપડાઈ પડયાં, મોતીલાલને પત્ર લખવામાં આવ્યો, પિતાની માંદગી સાંભળી એક માસની પગાર કપાતે રજાનો રીપોર્ટ કરી મોતીલાલ દિવાળીબાઈને તેડી બનતી ત્વરાએ સ્વગૃહે આવી પહોંચ્યો. માત પિતાની ઘણીજ કાળજીથી ચાકરી કરતા છતાં પ્રભુ-આવી રીતના અ,રમાતથી, માત પિતાના વિયોગે મોતીલાલની દ

ચિંતાનો પાર રહ્યો નહિ. હવે શું કરવું અને કુટુંબનો નિર્વાહ કેમ ચલાવવો, તેનો હૃદયદ્રાવક વિચાર મોતીલાલના મગજને ગભરાવી નાંખતો હતો.

ગામમાંથી અગર પરગામમાંથી લોકો કાણે કુટણે આવતા હતાં. અને મોટા રાગડા તાણી રોઇ–રડાવી, ખાલી ગપાટા મારી, છિકણીંના સપાટા ઉડાવી, "ડોસા તથા ડોસીની આબરૂ પ્રમાણે ખર્ચ તો કરશેજ, સોમવારે નાત આવશે, ભલ ચાલોને તે દિવસે આનંદથી મિષ્ટાન મળશે." તેમ વદી આનંદથી જાણે મહાઉપકારકારી તેમની પધરામણી હોય, તેમ જણાવી પોતપોતાને ઘેર ચાલ્યાં જતાં હતાં.

રોજ સાંજે ગામના રીવાજ પ્રમાણે મોતીલાલને ઘેર પાથરણું નંખાતું હતું. ત્યાં ગામના સગા વહાલાઓ, પટલીઆઓ, માથાવાળાઓ, તથા અન્ય જનો આવી ક. અર્થ વગરની નાત જાતની ખોટી ખટપટો તથા ચાલુ જુના ક્રિયા ખર્ચની વાતો કંઇપણ સંકોચ સિવાય એકાદ કલાકનો વખત ગુમાવી વેરાઇ જતા હતા,

આજે મોતીલાલનું મગજ અતુલિત ચિંતાથી ચ: ચઢયું હતું. તેની તબીયત આજે સહેજ બગડી હતી ઘરના ઓરડાની અંદર કોથળો પાથરી આળોટતો પડયો ( દિવાળી તથા બીજી બે બ્હેનો ઘરકામમાં રોકાઇ હતી. રા: નવ વાગવા આવ્યા હતા. તે સમયે " મોતીલાલ ઘરમાં છે કે?" એવો અવાજ બહારથી આવ્યો.